૫૫૦૭

# પ્રેમચંદ્રિકા નાટકનાં
## ગાયનો.



વાંકાનેર આર્યહિતવર્ધક નાટક કંપનીને માટે
રચીને પ્રસિદ્ધ કરનાર,

**રાવલ ત્ર્યંબકલાલ દેવશંકર**
તથા
**ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર.**
વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના મેનેજર.

આવૃત્તિ ૧ લી નકલ ૨૦૦૦.

**અમદાવાદ**
મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.



સંવત ૧૯૪૯. સને ૧૮૯૩.
કિંમત બે આના



# નાટકનાં પાત્રો.

પ્રેમસેન......ભદ્રાવતીના વિજયસિંહ રાજાનો પુત્ર.

દુર્મદ.........વિજયસિંહનો પિત્રાઈ ભાઈ.

ધનનજય.....વિજયસિંહનો પ્રધાન.

મહીલા... ...વિજયસિંહના રાજ્યની હોશીઆર દાસી.

ચંદ્રિકા... ...અલકપુરના રાજા વિક્રમશેનની પુત્રી.

સુમતિ.......ચંદ્રિકાની દાસી.

પ્રભાવતી.. ...ચંદ્રીકાની સાવકી બેન.

વિક્રમસેન....અલકપુરનો રાજા.

લક્ષણા... ....ચંદ્રીકાની સાવકી અને પ્રભાવતીની સગી માતા.

માલીની......લક્ષણાની દાસી.

શ્રીમંત.......વિક્રમશેનનો પ્રધાન.

જયમલ<br>શત્રુજીત ....વિક્રમશેનના લશ્કરી અમલદાર.

ભુદેવ.........અલેકપુરનો રાજ્યગોર.

ચાંપો.......વિક્રમશેન મહારાજના બગીચાનો માળી.

રૂડકી.........ચાંપાની સ્ત્રી.

ગાંગો........તેનો છોકરો.

અલેકનાથ...ધુતારો જોગી.

એ શીવાએ–સખીઓ, મારાઓ, માછી, જોગીઓ દરબારી તથા કંચનીઓ વિગેરે.



# પ્રેમચંદ્રિકા નાટકનો ટૂંક સાર.

ભદ્રાવતી નગ્રમાં વિજયશિંહ રાજા રાજ્ય કરતો હતો તેનો દુર્મદ નામનો એક પિત્રાઈ ભાઈ હતો તે હીજડો હોવાથી વીજયસિંહ તેની કાંઈ દરકાર રાખતો નહીં પણ અપોચીઓ જાણી તેનું પોષણ કરતો હતો એ નગ્ર પાસના જંગલમાં અયોધ્યા નગ્રનો દુમસ જાતનો એક મનુષ્ય અલેકનાથ નામ ધારણ કરી જોગીને વેશે આશ્રમ બાંધી રહ્યો હતો તે મહા પ્રપંચી હતો તેથી તેણે કેટલાક હરામખોરોને ભેગા કરી પોતાના ચેલાઓ તરીકે રાખ્યા હતા અને પોતે મોટો શાહ્ધ થઈ બેઠો હતો કેટલાક વખત પછી તેના સાથે દુર્મદની દોસ્તી બંધાઈ તેમજ દુર્મદના દંભસેન લાલચુલાલ, પ્રપંચલાલ એ ત્રણ દોસ્તો હતા તે પણ એ બાવા પાસે જતા આવતા અને એક બીજાની વાતોથી વાકેફગાર થયા હતા તેથી તેઓએ બાવા સાથે મળીને એમ ઠરાવ્યું કે એ આપણે કોઈ રીતે વીજયસિંહને ઠાર કરી દુર્મદને રાજ્ય અપાવિએ તો આપણે ખુબ અમન ચમન થાય.

બનાવ એવો બન્યો કે ભદ્રાવતીની હદમાં મરૂ ભુમી તરફના લોકો લુંટફાટ કરતા હતા તેને પકડવા વિજયસિંહનો સેનાપતિ કેટલાક બહાદુર સીપાઇને લઈ ચડી ગયો હતો તે સમયનો લાભ લઈ દુર્મદના દોસ્તદારોએ અને જોગીઓએ દુર્મદને રાજ્ય મેળવવાની લાલચ આપી ઉશકેર્યો અને ભદ્રાવતીના કેટલાક સીપાઇઓને લાંચ આપી ફોડી નાખ્યા પછી રાત્રના વિજયસિંહ મ્હેલમાં નિશ્ચંત

સુતેલો હતો તે વખ્તે તેને અને તેની રાણીને ઠાર કર્યા. અને રાજ્યમાં દુર્મદની દુવાઈ ફેરવી દીધી.

જ્યારે આવું અઘોર કૃત્ય કરતાં દુર્મદના માણસોને એક મહીલા નામની તે રાજ્યની દાસીએ જોયા ત્યારે તેણે ઘણી ચાલાકી વાપરી તે રાજાના એક બાળક કુંવર પ્રેમસેનને ભીખારણને વેશે લહી જોળીમાં નાંખી દુસ્મોનોના ટોળામાંથી પસાર થઈ ગઈ, બીજા દીવસની સવાર થતાં તે વાતની ખબર તે રાજાના પ્રધાન ધનંજયને પડી એટલે તેણે હાય મારી સ્વામીનો વેશ લહી તે દાસી અને પ્રેમસેનની શોધમાં નીકળી પડ્યો. મહીલા મહા કષ્ટ વેઠી કેટલેક દીવસે અલકપુરમાં આવી પ્હોંચી તે શહેરમાં વિક્રમસેન રાજા રાજ્ય કરતો હતો મહીલાએ રાજાના બગીચામાં ચાંપા માળી પાસે પોતાની જાત છુપાવી કામ કરવા રહી અને પ્રેમસેનને કોઇ ન ઓળખે તેમ પોતાની પાસે ખેડુતના પોશાકમાં રાખ્યો તે હવે કીશોરાવસ્થાને પ્રાપ્ત થવા આવ્યો છે એક દીવસે વીક્રમસેનની ચંદ્રિકા નામે પુત્રી પોતાની દાસીઓ સાથે તે બાગમાં ફરવા આવી હતી અહીંથી આ નાટકની શરૂઆત થાય છે.

## અંક ૧ લો.

વસંત રૂતુની બ્હારમાં મસ્ત થએલી ચંદ્રિકા તે બાગમાં પોતાની સખીઓથી છુટી પડી અનંગથી ઉપ્તન થએલા પરિતાપની હાય મારે છે તેવામાં પ્રેમસેન તેના પાસે આવી પ્હોચે છે તેની અને રાજકુમારીની નજર એકમેક થાય છે એટલાંમાં દાસીઓ આવે છે અને પ્રેમ-

સેનને ધમકાવી કહાડી મેલેછે અને ચંદ્રિકાને તેની સાવકી માતા લક્ષણા તરફથી દાસી માલીની તેને બોલાવવા આવે છે તેથી તે ત્યાં જાય છે.

પ્રેમસેન જેને પોતાની માતા સમજે છે તે મહીલાદાસી ને બગીચામાંથી ઘર તરફ જતાં સર્પ ડંશ દેછે તેથીતે મોતને તાબે થાય છે આ અણધારી આફતથી પ્રેમસેન કોઈ રાજ્યમાં નોકરી શોધવા અને પરાક્રમ કરી ફરી ચંદ્રિકા-ને મેળવવાના ઈરાદાથી અલકપૂર છોડી જાય છે.

શાવકી માતા લક્ષણા ચંદ્રિકાને ઝેરની આંખે જોય છે અને પોતાની શોકનું વેર તેના છોરૂ પાસેથી લેવા માટે રાજ્યગોર ભૂદેવને એકાંત બોલાવી ચંદ્રિકાનો ઘાટ ઘડવા કહે છે ભૂદેવ તેને તેમ કરવાનો દિલાસો આપી જાય છે ચંદ્રિકા લક્ષણાને મળવા આવેછે ત્યારે તેને ખોટો પ્યાર બતાવી સમજાવે છે કે આજથી દેવી મહાકાલીનાં દર્શન કરવાં નિત્ય સાયંકાળે પગે પાળાં જવું ત્યાં ભૂદેવને દેવી-ની હવન કીયા કરવા વાસ્તે રાખ્યા છે તે એટલા વાસ્તે કે તે દેવી તને મન ગમતો પતિ આપે અને તું અખંડ સૌભાગ્ય પામ પવિત્ર મનવાળી ચંદ્રિકા તેનો પ્રપંચ ન સમજતાં તેની વાત કબુલ રાખીને ઉપકાર માને છે.

ભૂદેવ કોળી જુઠીઆ અને રઘડા સાથે ચંદ્રિકાને નદી માં ડુબાવવાનો ઘાટ ઘડી રાખેછે ચંદ્રિકા પોતાની દાસી-ઓ સહીત દર્શન કરવાને જાય છે ત્યાં ભૂદેવ તેને હાથે આરતી ઉતારવાનું કહી નદીમાં નાવા મોકલે છે તેથી તે નાવા જાય છે ત્યાં પેલા કોળીઓ તેનો પગ પકડી ડુબા-

વીને તાણી જાય છે ભૂદેવ આ દેખાવ છેટે રહી જોય છે ને ગભરાઇને ત્યાંથી નાશી જાય છે પ્રેમસેન અલકપૂરથી રવાના થયેલ છે તે સાંજને વખ્તે એક જંગલમાં આવી પ્હોંચે છે ત્યાં એક ઝાડની આથમાં વિશ્રાંતી લેવા બેસે છે એટલા વખતમાં રઘડો અને જુઠીઓ ત્યાં ગભરાયેલા આવે છે અને એક વિક્રાળ સિંહ જે તેની પાછળ પડયો હતો તે ત્યાં આવી રઘડાને ઠાર કરે છે ને જુઠીઓ નાશી જાય છે આ બનાવ જોઇ પ્રેમસેન તરતજ તે સિંહને ઠાર કરે છે એટલામાં વિક્રમસેનનો સેનાપતિ શત્રુજીત લુંટ કરનારાઓને પકડયા બાદ અલકપૂર તરફ જતો હતો તે ત્યાં આવી પ્હોચે છે અને પ્રેમસેનનું આવું પરાક્રમ જોઈ આશ્ચર્ય પામે છે મોતની અણીપર આવેલા રઘડાને પાસે જઈ તેની તપાસ કરતાં તેને ઓળખે છે અને તેના પાસે કીમતી દાગીના જોઈ વિચારમાં પડે છે એટલામાંજ છેટે થી કોઈ જુઠીઆ અને રઘડાને બુમ મારતો ત્યાં આવતો જણાય છે તેથી તે આ ચોરનો સાથી હશે એમ ધારી તેને ત્યાં પકડવા થોભે છે તેવામાં ભુદેવ ત્યાં આવેછે ને જુઠીઆને શોધી કહાડવાનો વિચાર કરી ત્યાંથી જવા માંડે છે એટલે શત્રુજીત તેને કેદ પકડે છે, અને જુઠીઆને પકડવાનું કહી પ્રેમસેનને તેના પરાક્રમનો બદલોવાળી આપવાનું સમજાવી ફરી અલકપુરમાં લઈ જાય છે.

## અંક ૨ જો.

અલેકનાથના ચેલાઓ નદીમાં ન્હાવા પડે છે ત્યાં ચ-

દ્રિકા તેમના પગમાં અથડાય છે એટલે તેને બ્હાર કાડે છે હજુ થોડો શ્વાસ લે છે એમ ધારી તેને પોતાના આશ્રમમાં લઈ જાય છે આ તરફ વિક્રમસેનના દરબારમાં શત્રુજીત પ્રેમસેનને લઈ આવે છે અને તેના પરાક્રમની વાત કહે છે તેથી વિક્રમસેન તેને ઉપસેનાપતિ તરીકે નોકર રહેવા કહે છે પ્રેમસેન તે વાત કબુલ રાખે છે શત્રુજીત હજુ પેલા પકડેલા કેદી વીશે વાત કહાડેછે એટલીવારમાં ચંદ્રિકાની દાસીઓ ત્યાં ચંદ્રિકા ડુબવાના ખબર લાવે છે તે સાંભળી વિક્રમસેન બેહોંશ થાય છે પ્રેમસેન નીરાશ બનેછે સુમતી સાવકી માતાનો પ્રપંચ ત્યાં જાહેર કરે છે રાજાને તે વાત વિશે શંકા રહે છે શત્રુજીત આટલો વખ્ત અધીર રહ્યો હતો તે તરત પકડી આણેલા ભુદેવ અને જુઠીઆ પાસે વાત કહડાવે છે તે લોકો પોતાનું કરેલું કુકર્મ કહી દે છે તેથી રાજા પોતાની રાણીને મારી નાખવાનો ઠરાવ કરે છે પ્રધાનજી સ્ત્રીહત્યાનું પાપ લાગશે એમ કહી તેને તેમ કરતાં અટકાવે છે તેથી રાજા તેને ગામ બહાર એક બગીચામાં રાખે છે અને તેનું મ્હોડું જોવું નહીં એમ ઠરાવે છે લક્ષણા રાણીની માલીની નામની દાસી હતી તે નવા સેનાપતિ પ્રેમસેનપર આશક પડેછે અને પ્રેમસેન તેનો તીરસ્કાર કરી કહાડી મુકે છે વિજયસિંહનો પ્રધાન ધનંજય સ્વામીને વેશે આ ગામમાં શોધ કરતો આવેલ છે તે પ્રેમસેનને મળે છે, અને તેના પાસેથી વાત કહડાવવા માગે છે પણ પ્રેમસેન તેને પોતાની ખરી વાત કહેતો નથી પણ પોતા પાસે તેને રાખે છે.

ચંદ્રિકાબાવા અલેકનાથના આશ્રમમાં સારી થએલછે તે બાવો તેના પર કુદ્રષ્ટીએ જોયછે અને સતાવેછે એટલા વંખતમાં ચંદ્રિકાની શોધમાં નીકળેલા પ્રધાન ધીમંત અને જમાદાર જયમલ ત્યાં આવી પ્હોંચેછે ને ચંદ્રિકાને બચાવી અલેકને કેદ કરી અલકપૂર લઇ જાયછે. વિક્રમસેનની નવી રાણી લક્ષણાની પૂત્રી પ્રભાવતી પોતાની માતાને ઘાતકી ગણી ધીકારતી હતી તેથી તેનું અને દાસી માલીનીનું કાંઈ ધાર્યું થવા દેતી નહીં. પ્રભાવતી પ્રેમસેનની પ્રીતીમાં પડીછે તે વાતની માલીનીને ખબર પડેછે તેથી તે પોતાનું અપમાન કરનાર પ્રેમસેન અને પ્રભાવતી પર વૈર લેવા અધીરી થઈ રહેછે અલેકનાથના બે ચેલા પોતાના ગુરૂને કોઈ પણ યુકતીથી છોડાવવા અલેકપુરમાં આવી પ્હોચેછે રસ્તામાં તેઓ ગુપ્ત વાતો કરેછે તે માલીની ત્યાંથી જતી હતી તે છાની ઉભી રહી સાંભળે છે અને તે ઘણા હર્ષમાં આવેછે ને તે બાવાને મળેછે તેને પોતે કોણ છે તે કહી બતાવેછે અને તેના ગુરૂને છોડાવવા વચન આપી તેને પોતાની સાથે લઇ જાયછે અને રાતને વખ્તે ચદ્રિકાના બદલામાં પ્રભાવતિનું તેના મ્હેલમાંથી બાવાઓ સાથે હરણ કરાવેછે મ્હેલ નીચે ચોકી કરનાર પુરણમલ કે જેને માલીનીએ લાલચ આપી ફોડી રાખેલ હતો તે આવીને એવી ખબર આપેછે કે પ્રેમસેન ગામના સીપાઇઓની તપાસ કરવા નીકળ્યો હતો તે હમણાજ તે બાવાઓને પાછળ પડયો છે માટે રાંડ હવે માર્યા જઇશું માલીની તેને ધીરજ આપેછે અને તે

ત્યાથી જાયછે એટલે બુમ મારે છે કે પ્રભાવતીને પ્રેમસેન ઉપાડી ગયો. કોઈ દોડોરે દોડો એટલામાં કેટલીક દાસીઓ ત્યાં આવેછે ને તેને વિક્રમસેનને બોલાવવા મોકલે છે તે ત્યાં આવેછે માલીની તેને ઉપર પ્રમાણેજ વાત કરેછે ને પ્રેમસેને પ્રભાવતિ પર કાગળ લખ્યો હોય તેમ બનાવટી કાગળ લખી રાખેલછે તે વિક્રમસેનને બતાવેછે નીચે ચોકી કરનારને બોલાવેછે તેઓ આવી કહેછે કે હમો ચોકી પર હમણા આવ્યા છીએ પ્રેમસેને હમોને આટલો વખત બીજી જગો પર રાખ્યા હતા વિક્રમને આથી શક પડેછે અને તરત પ્રેમસેનને પકડી લાવી કેદ કરવા ફરમાવે છે.

## અંક ૩ જો.

ચંદ્રિકા અલકપુર આવી પ્હોંચી છે તેને દાશી સુમતી તરફથી ખબર મળેછે કે પ્રેમસેન પર પ્રભાવતીને હરણ કર્યાનું તહોમત આવ્યુંછે તેથી તેને વિક્રમસેને પકડાવી કેદમાં નાખ્યોછે અને પ્રભાવતી કયાં છે તેની વાત કરવા પણ કોઈ પામતું નથી તે વીશે તપાસ કરવા અને ખરી વાત જાહેરમાં લાવવા સુમતીના કહેવાથી તેનીજ સ.થે સ્વામી (ધનંજય) ને પોતાની પાસે બોલાવેછે સ્વામી કેટલોક ખુલાસો કહેછે ને વધારે ખુલાસો પ્રેમસેનને મળ્યા પછી કરીશ એમ કહેછે. ચંદ્રિકા તેને મદદ આપવા વચન આપેછે અને પોતે પણ જેલમાં જઈ પ્રેમસેનના ખાનગી વિચાર જાણવા ઈંતેજાર બનેછે.

કેદમાં પ્રેમસેન પોતાનીપર પડેલી આફતથી અફસોસ કરેછે

એટલામાં ધનંજય તેને આવી મળેછે તે પાસે પોતાપર જુઠું કલંક આવ્યાંની વાત કહેછે અને પ્રભાવતીને કોઈ બાવાંઓ ભદ્રાવતિ તરફ ઉપાડી ગયાનું જણાવેછે ધનંજય તેને શાંતી આપી જાયછે એટલામાં મરદામાં પોશાકમાં ચંદ્રિકા જેલમાં આવેછે પ્રેમસેન તેને જોઈ ચકિત થાયછે ચંદ્રિકા પ્રેમસેનને કયા કુળના છો તે સવાલ પુછેછે પણ તે કહેતો નથી. પ્રેમસેન તેને ચંદ્રિકા તરીકે ઓળખી કહાડેછે અને બંને મળેછે. ધનંજય શત્રુજીતને મળવાનો વિચાર કરી તેના ઘર તરફ જાયછે એટલામાં તેને શત્રુજીત અને જયમલ આવી મળેછે તેને પ્રેમસેન પરના મિથ્યા આરોપની અને પોતે તેને જેલમાં મળવા ગયો હતો તે વાત કહેછે અને ભદ્રાવતી જવાનો ઠરાવ કરેછે એટલામાં લાંચ ખાઉ પુરણમલકે જેને જેલરની જગા મળીછે તે ત્યાં આવતો જણાયેછે એટલે તેની ચરચા જોવાને આડા રસ્તા પર થોભે છે પુરણમલ લાંચના પૈસાની વ્યવસ્થા કેમ કરવી તે વિચાર કરેછે એટલામાં માલીની તેને આવી મળેછે અને ધ‌ંધ્યાજીની અને પોતે કરેલાં કર્મની વાતો કરછે એટલામાં શત્રુજીત અને જયમલ તેમને કેદ કરી લે છે.

ભદ્રાવતીનો અધિશ્વર થયેલ દુર્મદ જે હીજડો છે તેને ત્યાં બાવાઓ પ્રભાવતીને ઉપાડી લાવેલ છે પ્રભાવતી એકાંતમાં પોતાના દુઃખના ઉભરા કહાડેછે એટલામાં દુર્મદ તેમની પાસે આવી ખુશી કરવા ગીત ગાય છે એટલામાં શત્રુજીત અને ધનંજય જે પ્રભાવતીની શોધમાં

ત્યાં આવ્યા હતા તે કેટલાક પ્હેરેગીરોને ઠાર કરી દુર્મદને ત્યાં બાંધી મુકી પ્રભાવતીને ઉઠાવી જાયછે અને જયમલ્લને ત્યાં હવે પછી શું થાયછે તે જાણવા રોકેછે રસ્તામાં પ્રભાવતીને ઉઠાવી ગએલા બાવાઓ તેની પાછળ પડેલા નજરે પડેછે એટલે તેને પકડી કેદ કરી અલકપુરમાં લઇ જાયછે દુર્મદનું લશ્કર વિક્રમસેન પર ચડાઇ કરવા તૈયાર થયુંછે જયમલ તે ખબર મેળાવી અલકપુર તરફ જાયછે રસ્તામાં તેને ફકીર તરફથી વધારે બાતમી મળેછે.

વિક્રમસેન ન્યાયાસનપર બેસતાં ચ્હેન નથી આવતું એવી વાત ધીમંતને કહેછે એટલામાં પ્રભાવતીને સાથે લઇ જોગીઓને કેદ કરી લાવેલ શત્રુજીત ત્યાં આવે છે વિક્રમ ન્યાય થયા વિનાં પ્રભાવતીને નહીં બોલાવવાનું કહી તેનો તીરસ્કાર કરેછે તેથી ધીમંત પ્રભાવતીની વાત સાંભળ્યા પછી શત્રુજીતની જુબાની લે છે અને ત્યાર પછી પુરણમલની અલેકનાથના બેચેલાની અલેકનાથની સ્વામી. (ધનંજયની) માલીની અને પછી પ્રેમસેનને જુબાનીલેછે છેવટ પ્રેમસેન નીષ્કલંકી ઠરેછે તેના વાસ્તે ઉતમ પોશાક વિક્રમસેન મંગાવેછે તે ધનંજ્ય પોતાને હાથે પેરાવવાનું કહી તેને પેરાવતાં પ્રેમસેનને હાથે બાંધેલ માદલીયાનો દોરો તોડીનાખી તે ભાંગીનાખેછે તેમાંથી એક કાગળીઓ નીકળેછે અને આશ્ચર્ય પામેછે વિક્રમસેનના કહેવાથી તે કાગળ ધીમંત વાંચેછે પ્રેમસેન ભદ્રાવતી નામહારાજા વિજ્યસિંહનો કુલદીપક ઠરેછે અનેધંનજય સ્વામીનો પોશાક કહાડી નાખી જાહેર થાયછે અને કેદી

પુરણમલ માલીની અને બાવાઓને ન્યાય પ્રમાણે શિક્ષા મળેછે 'એટલામાં જયમલ આવીને દુર્મદના લશ્કર વિશેની વાત કરેછે તેથી વિક્રમસેન પ્રેમસેનને પોતાનું રાજ લેવાને શત્રુઓને હાર કરવાનો હુકમ આપેછે.

આબુ ડુંગર પાસે દુર્મદ અને પ્રેમસેનનું લશ્કર એકઠું થાય છે તેમાં દુર્મદનો પરાજય કરી કેદ પકડે છે અને પ્રેમસેન ભદ્રાવતીમાં જાયછે.

પ્રેમસેનની જીતના ખબર જયમલ વિક્રમસેનને આપેછે તેથી ઘણો ખુશી થાયછે અને પ્રેમસેનના રાજને પોતે ખંડણી ભરનાર છે અને તેને વીના વાંકે દુઃખી કરેલછે તેથી શ્યોબદલો વાળવો તે વીચારમાં પડેછે છેવટ ચંદ્રિકા અને પ્રભાવતિનું પ્રેમસેન જોડે લગ્ન કરવાનો ઠરાવ કરેછે એટલામાં ભદ્રાવતીથી પ્રેમસેનનો માણુસ તેને ખબર આપવા આવેછે કે પ્રેમસેનને રાજ્યાભિષેક આપને હાથે કરાવવાનો છે માટે ત્યાં પધારો આથી વિક્રમસેન પોતાની બંને પુત્રીને લઇ બદ્રાવતી જાયછે

ભદ્રાવતીમાં ચંદ્રિકા અને પ્રભાવતિ પ્રેમસેનની ખાનગી મુલાકાત લેછે છેવટે પ્રેમસેનનો રાજ્યાભીશેક થયા પછી, કેટલાક રાજાઓ નજરાણું કરેછે વિક્રમસેન પ્રેમસેનને કંઇ ભેટ કરવાનું કહી પ્રભા અને ચંદ્રિકાને ધીમંત સાથે ત્યાં બોલાવેછે પ્રેમસેના હાથમાં તેઓના હાથ સોંપેછે, પ્યારની પરીસીમાં. આનદની અવધી. અને પ્રેમચંદ્રિકાનું અવલોકન.

---

# પ્રેમ-ચંદ્રિકા.

## અંક ૨ લો.

ચંદ્રિકા તથા તેની સખીઓ — (૧)

ગાઓ આનંદે સહુ આજ, પ્રભુના મહિમાને;
થાઓ બેન કૃતારથ આજ, નિરખી રચનાને;
આ ડોલર આ ગુલાબ મ્હેકે, ચંપો અને ચમેલીરે;
જુઓ જુઓ આ કદંબ વૃક્ષે, વીંટાણી જુઇ વેલી-પ્ર૦
બેશી આંબા સાખપર, કરે કોકીલા ગાન;
સુંદર મધુરા શબ્દથી, તૃપ્ત કરેછે કાન;
કળા કરીને મનહર મયુરો, નૃત્ય કરે આનંદેરે;
કીલકીલ કરતાં મેના પોપટ, અહીં તહીં ફરે સ્વછંદે-પ્ર૦
વિચીત્ર રચના છે રચી આ જગમાં ભરપૂર,
તે શ્રીપતિના સ્તવનમાં મચો ગદે ચકચૂર;
પરસ્પરે દઈ તાળી કરમાં નીજ પગ સરખા મેલોરે.
નાચો ગાઓ બેનો આજે ખેલ વસંતી ખેલો— પ્ર૦

ચંદ્રિકા— (૨)

ખીલી વસંત બ્હાર—સખીજો.
આજતો આનંદ ન સમાય મુજ અંગ આ,
ઉપવન મન હરનાર. સખી જો.
નવીન પલ્લવ સહુ વૃક્ષો ધારે,
અલી ફુલ કળી ચુમી રાંઝે અપાર; જો ખીલી.
સીતલ મંદ સમીર સુગંધ,
સીંચે શુભ સર્વે સ્થલે નીરધાર. જો ખીલી.

સુમતિ— ( ૩ )

આ આમ્ર વૃક્ષે વસંત પક્ષે ઓઢેલું દીસે;
પલ્લવ નોતમ તે જાણે નિર્મળ સ્વજ્જન તાણું ગન.

૧ લી સખી—

આ આમ્ર વૃક્ષે વસંત સાડી પ્હેરી દેખાડી,
કહે ઉચ્ચારી કે આમ પ્હેરો ચતુર બાળી,

૨ જી સખી—

આ આમ્ર વૃક્ષે વસંત વૈદ્યે કર્યો છે વાસો, તે આપે
ઔષધ ભોગીને અમ્રત વિયોગી ને વિષનણો દિલાસો.

૩ જી સખી—

આ આમ્ર વૃક્ષે વસંત ગુરૂવર દીસે પધાર્યા,
સદુપદેશે સઠો સુધાર્યા સુ શિક્ષા તેની તમે લહોની.

૪ થી સખી—

આ આમ્ર વૃક્ષે વસંત સીપાઈ આવ્યો છે ધાઈ,
આપે વધાઈ કે કામસેના આવીછે આંહી.

નેપથ્ય;— ( ૪ )

નવ યોવન ખીલતી કળી દીસે વસંત તણા શુભ કાળે;
પ્રેમ ભ્રમર તે કેમ ન ચુમ્બે ફરે અહીં બેહાલે.

ચંદ્રિકા— ( ૫ )

ક્યાંથી આ સંભળાય.—મધુર સ્વર.
દીસે નહીં કો ક્યાંય—મધુર સ્વર.

નવીન પક્ષી કો આવ્યું જણાએ, આ ઉપવનની માંહે;
સખી સહુ જાઓ તેને લઈ આવો, તો સુખ મુજને થાય.

તન મન ધન સહુ અર્પણ કરીને, રાખીશ મ્હેલની માંય.

ચંદ્રિકા— ( ૬ )

અનંગ આગ આવી લાગ્યો આ હૃદયમહીં,
દુઃખદ સહુ સમાજ આજ દેખું અહીં તહીં.
શ્યો ઉપાય થાય હાય હુંશી રે જરી,
થા સહાય જગત રાય જાણી કીંકરી,
વેદ લાખ બાજે કાય અરર ઓ હરી.

પ્રેમસેન— ( ૭ )

દીસ ખુશ પ્યારી રાજકુમારી કેમ રડે અહીં એકલી છે,
મુખ શોભાએ શસી સરમાએ નવરાંતે વિધાએ ઘડી છે.
દાસ કે દાસી પાસ નથી કો કોણ થકી અહીં છળીમરીછે.
સ્વસ્થ થઈને પુછું જઈને મુજ મન મોહક એ પરી છે.
દુઃખ દુર એનાં સઘ કરૂં હું આ તનમાં ગઇ હળીમળી છે

સખીઓ.— ( ૮ )

અરે જાજા અહિંથી નાદાન આવ્યો કેમ,
આંધો બનીને તું શું જુવેછે આમ તેમ;

પ્રેમસેન—

ગડબડ બડબડ કેમ કરોછો વીના વિચારે સહુ લવોછો
એકલી રડતી જોઇ આવી દીસ રેમ.

સખીઓ—બાંધી તને બહુ માર દઇશું,
પ્રેમસેન—વાહ શુભ ન્યાય તમારો કહીશું;
સખીઓ—અરે જા દુર થા મુરખા,
પ્રેમસેન—તું બતાવ ન ડર કલકલ ના કર.—ગડબડ.

સુમતિ— ( ૯ )

દાસેં આગાવત અનુસરવું અનુસરવું ડગલું ભરવું.

ભુંડી ભક્ષી પણ ઈચ્છા ધણીની સાગવરી એ કૃત્ય ખઈ.
બહુજ હઠીલા રાયનાં બાળક ગરજને આધીન રહેવું.
દુધ કાળું ને ધોળા કોયલા હાઉકા કરતા રહેવું.

ચંદ્રિકા— (૧૦)

પ્રેમે પ્રભુ મુજ અર્જ સ્વીકાર ભક્તવત્સલ હે દીનદયાળ;
રંક ગણીને પુત્રી તમારી સ્નેહ કરી લ્યો સંભાળ.
ચિંતાગ્ની પર શાંતીનો વર્ષા સદ્ય હવે વર્શાવ.

ચંદ્રિકા— (૧૧)

સખી શું રે કરૂં હું વખાણુ આતારછે મુજને એક તમારો આધાર.
આનંદ પામે છે મન મારૂં તમ સંગે સખી આજ અપાર.
રમત ગમતની લ્હેરે ચડતાં દુઃખ વીસરી જે મન મોઝાર

ચંદ્રિકા— (૧૨)

મને માતાજી બોલાવે આજ આનંદનો દાડો,
જઈ પાય નમું અતિ પ્રેમ ધરી કરૂં રાજી વહાલે સુવાક્યવળી,
કરી નેહ ન રાખશે ક્રોધ જરી આપી સુમતિ પ્રભુએ,
માતે પ્રેમ દર્શાવ્યો.—મને માતાજી.

પ્રેમસેન— (૧૩)

હાં ચટક લટક સટક તેં આ ઘટમહી ઉતારી રે,
સનનન છુટયું નેન મહીંથી તીર તિક્ષણ ભારી રે, ધા કારી રે.
માગી મનેધારી દાસીએતારી કરી બહુ લવારીરે.વિણવિચારીરે.
શૂરનું પૂર બતાવું જગતમાં કરૂં તને હું મારીરે પ્રાણ પ્યારીરે.

ગાંગો— (૧૪)

ખાવીસે મારે છાહને ઘેહ હે ખાવીસે મારે;
માડી મારી જાડી તુંસો જાણે ભગરી બેહહે

સદણુને ડુંગરી ભાવે બહુ પણ ગાજર મુરાનું મનસે
કોલ ખેડતાં "ચીઈ કુડ ચીઈ કુડ ચીઇ કુડ"
દાદાંનું પુસકું હપે મરડતાં "ડચ ડચ" હેડે
ઓ બીલી બોલી—ઓ; બેસ ગાંગરી,
માખણુ સોપડી એક રોટલો આજ તું દેનેદે,

ફડકી— ( ૧૫ )

હારા જનના પગલાં તી હકને ધરે હજો;
હકીમે ઘરે હજો લીલાલેર પામજો.
હળા હળ કળ જગ આવ્યોસે હમણા,
પાપી માણસે બહુ મોજ ને મજો.
હતવાદી માણસા તો કાંઈક બાળીએ,
કૂડાં કપટીને મોઢે ધુડ નાખજો.

મહીલા— ( ૧૬ )

સમયાધિન થઈ રહેવું સમજ મન,
અકળિત માયા ઈશ્વર કેરી સુખ દુઃખ સઘળું રહેવું.
ક્ષણે રંક રાજા બને ક્ષણે રાય બને રંક,
સુખ દુઃખ મનની કલ્પના સમજી રહો નિઃશંક;
પ્રભુ હાથમાં બાજી ત્યારે કયાં જઈને કહેવું.—સમજ.

મહીલા— ( ૧૭ )

ઓ પ્રેમ, મુજ જીવન પ્રેમ, આવ્યો ના કેમ, ઘટેના એમ;
ઝુલ્યાં પડી, છેલ્લી ઘડી, કરણી નડી, મોતે ઝડી. ઓ પ્રેમ.

પ્રેમસેન—* ( ૧૮ )

મુજ માતુ મરીરે ગઈ-અરે-દુઃખ દીવસની શરૂઆત થઈ,
લાડ રડાં હવે કોણ લડાવે, કોણ બોલાવશે ચુંમ્બન લઈ;

ભૂખ્યાં તરસ્યાંનો ભાવ મારો, કોણ પુછે હવે હાય અહીં,
સાંભળ માતુ તું એક વારે, બોલ મને પ્રિય પ્રેમ કહી.

પ્રાણલાલ— ( ૧૯ )

અરે હાય હાયે મોટાના છોરૂ શું આવા થાય,
નીત જાએ જાએ વેશ્યાને ત્યાં નશા પાણી લેવાય,
બનશે મઝેના લાલ ફાંકડા સોટી લઈ હાથે,
છાતી મરડતા અને ભટકતા કુટણાને સાથે;
લઈ ચાવાને ચોરે પૈસા નીજ ઘરમાંથી,
કુખાજ ખાવા શોધે નિત્યે નીચ સંગાથી,
નાની વયેથી વ્યસની થઈને શેઠ બહુ વખાણાય.

લક્ષ્મણા— ( ૨૦ )

શોક છોરૂ સુખ જોતાં, ઝેર હળા હળ હયામાં વ્યાપે;
એ દુઃખ અંતર કેરૂં, શું આ જગમાં કોવીદ પણ માપે.

લક્ષ્મણા— ( ૨૧ )

શાંતી થાશે સારી એકંટક અલગો થાતાં ચીત,
ડહાપણ એનું સહુ ભુલાવું, દુઃખ સાગરમાં સઘ ડુબાવું;
છે મુજ શોક તણી એ કુમારી, વૈર તેહ વિચારી.

વિક્રમ— ( ૨૨ )

શ્યો પ્રિયે અફસોસ આપને, કહો ધરી મન ધીર;
સમજુ છો જાણો જે સોસે સુકાએજ શરીર,
શું દુઃખ અંતર રાખો છાનું, થઈને ગુણ ગંભીર;
પુર્ણ મનોર્થ કરીશ તમારા, થશો નહીં દીલગીર,

ચંદ્રિકા— ( ૨૩ )

સુખી થઈ હું આજે–સુણીને વિચાર સુખકાર નિરધાર,
છોરૂ સુખે સુખીઆં છોરૂ દુખે દુખીયાં કોણછે આજગમહીં;

વીના માન તાત હું આજે સુખી થઈ,
અભાગી છોરૂ જે માત તાતને સતાવે, અકળાવેને મુંઝાવે.

ચંદ્રિકા— ( ૨૪ )

માતાજી માનોરે સુણોને રે;
મુજ જનુનીથી આપ અધિક છો, વ્હાલપ રાખો અપાર
સાવકી માતુ સુખ બહુ આપે, દુઃખના દેખું લગાર
ધિઃક ધિઃક છે અવિચારી છોરૂને, રાખે ન માપર પ્યાર
મુજ માતુ મરવા પછી એકજ, આપ તણોજ આધાર.

લક્ષણા— ( ૨૫ )

મારૂં હારએ છોડીને બહુજ હું રીબાવીરે:
ખુબ ફસાવું વેર હું વાળું. નીતનીત પ્યાર એને નવીન બતાવીરે.
શોકનું બાળક સુખ બહુ માણે, ઝેર આંખમાં ભરાય, દેવું ને પતાવીરે
ટાઢક વળશે સુખ બહુ મળશે શોકનું છોરૂ મરેતો જાણું હું દીવાળીરે

ભૂદેવ— ( ૨૬ )

પૈસોછે જગ માંહી પરમેશ રૂપરી;
યશને કિર્તી એવીના વધે ન કોઇ દીન;
એવીણતો મનાય નહીં પંચ મહીં વચન;
જોઇએ તેમ કરીએ પણ વખાણે સહુજન,
પૈસા આપે સુંદર નાર, પૈસા થકી ઘર બાર;
પૈસા વીના લાગે મનને આસુનો સંસાર;
પાપ પુણ્ય હું નાગણું પઇસા ઉપર પ્યાર.

રંઘડો— ( ૨૭ )

પૈહો હરહાટે કમાવો એમાં બીવું તે હાને વળી રોવું તે હાનેરે,
રાજા મારેસે કંઈક ગામડાં રેશોલ, મીતા લીએસે લાંસ ભારે;

દીએ લુંટે બજારને કેવાય હાવકારરે-પૈહો.
બામણ ઠગીને બધા લોકને રેલોલ, લાડવા જમેસે દનહાડી;
બાપ જુઠા જમેસે કોણ તેને પુસેસેરે-પૈહો.
નીમક હલાલ ખરા આપણે રેલોલ, હાચા કાગા કરનારા;
જુઠીઓ—અલ્યા હાચી સેવાત, સાલો બાહ્યે હંગાથરે-પૈહો.
ચંદ્રિકા તથા સખીઓ— (૨૮)
નમામી મહીપા સુર મર્દીની, નમામી મામક પાલીની, નમામી,
મહીષ મસ્તક નટનવેદ વીનોદીની મોહીની માલીની માનીની;
પ્રણત જન સોભાગ્ય જનની મહીપા સુર મર્દીની,
શંખ ચક્ર શુલાંકુશ પાણી, શક્તિ સેના મધુર વાણી;
પંકજ નયના પંનગ વેણી પાલીન ગુરૂ ગુહ પુરાણી;
શંકરાર્ધ શરિરણી સમસ્ત દેવ તરૂપીણી;
કંકણા બંકૃતા જનની કાત્યાયની નારાયણી મહીપા.
(પ્રો. મોલાબક્ષ).
પ્રેમસેન— (૨૯)
હું શું જાણું જે જગદીશે નશીબે શુંછે નિરધાર્યું;
જે વિત્યું તે બધું વેઠ્યું જે વીતે તે જોવા ધાર્યું;
નથી મુજ માત કે પ્રિયતાત નથી કોઈ મિત્ર કરૂં જઇ વાત;
દુઃખી દીન રાત ચિંતાને ઉચાટ અરે દૈવઆ શું વિચાર્યું.
પ્રેમસેન— (૩૦)
આ તોફાનની વાદળી ચડીવળી ગરજે મહા ઘોષથી;
જાણેકે યમરાયની સહચરી આવી અતિ રોષથી;
મોમાંથી ભડકાવતી ભડકલાં અગ્ની તણા પળ પળે;
શું આ જગત તમામનો પ્રલય તે આવ્યો અરે આસમે.

શત્રુજીત— (૩૧)
અરે ચંડાળ ચંડાળ આ જણાય પકડ પકડ શૂરા;
ભૂદેવ—અરરર હાય અરરર હાય હાય હાય;........
બધા—ચુપ હરામી લુચ્ચા બામણા;.............
ભૂદેવ—વાંસો ફાટયો ઓય અર................
શત્રુજીત—..............ન ઢોંગકર હરામી જાત;
ભૂદેવ—ઓય ઓય જીવ જાય......... .........
બધા—... ... ... ... ... ...છો જતો અરે ગધા;
ભૂદેવ—હાયરે મુવો હું આજ હાલતો બુરા થયા.

## અંક ૨ જો.

ખારવા— (૩૨)
હાંકો હોડી પવનની લ્હેરે વાહ હારી મઝા અહીં એરે,
માવલો—સરરર સરરર ચાલે સટસટ આ હલેસાંને જોરે;
અરજણીયો—કાંઠે કાંઠે હળવે હળવે આજ સાલવા દેરે,
માવલો—અરજણીઆ તું ઉંઘ મકરજે હુખાંણુ હાચવજેરે;
જાળ નાખીને મોટી માછી મારે પકડવીસેરે.
માવલો—ઓ આવી આવી આવી મોટી મોટી નાની નાની;
અરજણીઓ—
ક્યાં સે ક્યાંસે હેં હેં હે મને જોવા-તું ઝટ દેરે.
જોગીઓ (૩૩)
જગતમેં મોજ મજા કરનાં સુનો સબ હય આખર મરના
જંગ મચાના જાલ બીછાના માલ ચુરાના નયા પુરાના;
બનકર જોગી રાજ જમીંપે ના કીસીસે ડરના—

ઘાંચી મોચી બનીઆ ધોબી ગરીબ તવંગર કોંબી;
લુંટ માર ફીર માલપુવેસે પેટ ખુબ ભરનાં.
રામ નામ જપના પરાયા માલ અપના વોહી ખ્યાલ રખના
સુનો યાર સબ યહી જગતમેં કોઇ નહીં અપના;
લ્હેર કરે વો જગમેં અપના યહી જનમ ફીરના.

જોગીઓ— (૩૪)

બસ કરો જગતમેં ઢોંગ સોંગ બલજોરી;
વો હય સબકા સરદાર કરેં જો ચોરી.
કપટ જાળ બીછાયકે રહેના એકહી ધ્યાનસે;
રટન કરો મુખ રામકે નામકા ફીર મારો મછી પાણીસે;
યહ સત્ય બાત સબ સાધુ ભાઇ સુનોરી.
અપને સુખકો સમજના ઓર પડો સબ ખાઇમેં;
યહ જોગ સાધના આપકો કહોજી કયસી સુનાઈ હય;
સબ પરાઈ ઓરત પકડ પાસ રખલોરી.

ધનંજય— (૩૫)

હાય લાગી લાય તન મન બરબર થાય—નિરૂપાય થયો છેક;
સુઝે ન વિચાર એક, રહે કેમ હવે ટેક, આ અવનીમાં;
કરમ મરમ કોથી કળી ન સકાય મુનીવર ગોથાં ખાય.
કહો કોણ જાણે મારૂં નામ ઠામ કામ, રખડું ભીખારીથઈ
આમ ધરી હામ સીતા રામ તણું નામ લહું મુખ દીનજામ;
પણ મુજ મન મહીં રહી રહી કંઈ કંઈ ચટપટ ખટપટ
નવીન ભરાય.

રૂડકી— (૩૬)

એ કેતો વેરાગણ થાઉંરે સનડો, એ કેતો પીયરીએ જાઉંરે.
સનડો સનડો શું કરે, સનડો નદીએ નાવા જાય;

નાતાં ધોતાં ઇને નાવડેરે પસે આરામાં ગોથાં ખાય રે.
આવળ બાવળનો રેંટીયો ને ખરા લોઢાની ત્રાક;
હાકુ જાણે વઉ કાંતહેરે, એણે લીધો વાંઢાનો હાથ રે.

રૂડકી— (૩૭)

અગો મારો ગાંગલો વાલોરે લાગેસે બોલવે કાલો;
મીઠીસે વાણી હાચી એધાણી મોટો માણહ કેવાહે;
હુ ભાગવાળી જે મારો સોરૂ પાંસ માંહી પુસાસે;
પરભુ એને ડાપણ આલો રે—લાગેસે.
ઢોરાંને ચારે ને કીઆરા વાળે કામ કરેછે બઉ;
ઓર ગુર હું થાઉં એનાપર બકોઉં ઝાઝી લઉં;
સોરૂ મારો રૂડો રૂપાળો રે—લાગેસે.

ગાંગો— ( ૩૮ )

પણ્યાનુંસે મન રે. પણ્યાનુંસે. વઉ રૂડી રતનરે.
વરરાજા થઇ ઘોડે ચડહું ઢોલ વાગે ઢમ ઢમ;
હગાવાલા હંગાથે લઇને ખુબ ખરચહુ ધન રે.
વઉ જોડે બેહીને સાનું મીઠાઇ ખાવાનું મન;
લાહે ગાલે બટકુ ભરતાં જીવતર તો ધન ધન રે.

પ્રેમ— (૩૯)

મરજી શું પુછો મારી સરકાર.
આપ સમા મહીપર મ્હારાજા, કયાં મળશે મને ગુણભંડાર
દસ દીશ જારી, યશ વીસ્તારી, જોતાં ધારી, નહિજ મણા;
નીતિ સારી કીધી પ્યારી દુઃખ વિદારી દીન તણા;
ચડતી મારી ચિતે ધારી આપીને અધિક માન;
દુઃખ પુર જશે દુર કૃપા જો તમારી—મરજી.

સુમતિ— (૪૦)

દુઃખની કહાણી આપ આગળે કહેતાં કંપેછે કાય;
જીભ ઉપડતી નથી જરી અધિકાધિક ખેદ થાય.
સદ્દગુણી બાળા બિચારીને ભોળવી ભલી ભાત;
સ્નેહ બતાવ્યો અતિઘણો મનમાં ધારીને ઘાત.
નાના મુકાને બાળ જગતમાં કોની મરજીમાં માત;.
સાપકીનારે પ્રપંચથી આ થયો ઉતપાત.

વિક્રમ— (૪૧)

બસ બસ મારૂં હાર કરૂં પાર એ નારીને આજ;
અરે નીચ તે ખચીત કીધો કેર વરસ્યું ઝેર;
મારે હાથે તુંને હણવાથી હોલાસે મારી દાઝ.
નડરી જરી ખુની થઇ ખરી અહાહાહાહા એણે કીધું કેવુંકાજ.

માલીનાં— ( ૪૨ )

પ્રીતડી પસારૂં જઈ પ્રેમથા—રંગીલી રૂડી૦
છેલને છબીલા સંગે મોજ બહુ માણીસ;
વાત હર્ષની શું હવે કહું કથી.
માલીની હું રાજ મહીં માન બહુ પામું;
મનનું માન્યું કરૂં આનંદથી.
નારીના ચરિત્ર પાસ તુછ સર્વે પુરૂશ છે;
હું સમી પ્રપંચી પૃથ્વીમાં નથી.
પ્રેમને ફસાવી મુજ પ્રીત તણી પાસમાં;
તે સંગે રમીશ પછી મોજથી.

પ્રેમ— ( ૪૩ )

નથી આનંદ નથી કાંઈ શોક નથી આ જગ્ત નથી કંઈ લોક;
ગયું સર્વે રહ્યું પણ એક હૃદય રડતું હૃદય રડતું.

નથી કંઇ ગામ કે કંઈ ઠામ નથી કંઇ વન બહું નીરજન;
નથી મુજ મન કે પ્રિય તન -હૃદય રડતું રહ્યું રડતું.
નથી કંઈ આશ નથીજ નીરાશ નથી કંઇ સુખ કે કંઈ પ્યાસ.
નથી કંઇ ત્રાસ જોતાં ચોપાસ -હૃદય રડતું રહ્યું રડતું.

માલીની— (૪૪)

આસા મુજ પુરણ થઈ થઇ અહા છબી શી છે સુવકરી.
આજ વસી મુજ મનમાં—આશા મુજ.
હોતી અધિકજ કામદેવથી, ભાગ્યવંત થઉં એની શેવથી;
તન મન ધન અરપુંજ સહી.—આશા મુજ.
જોતાં મન લલચાયું મારૂં, ધિરજ કેમ હવે હું ધારૂં;
ચાલ બોલાવું પાસ જઈ—આશા મુજ.
ભરમાવું મંદ મંદ હાસ્યમાં, બાંધુ હું મુજ મોહપાસમાં;
ખુશીથી ચુંબન દઈ દઇ—આશા મુજ.

(૪૫)

માલીની—અરે નહીં નહીં નહીં તું ધિઃકાર,
બાંધી પ્યાર તને ગણ્યો હૈયા તણો હાર—
દીન અબળાને દુઃખ બહુ દેતાં,
થશો અપરાધીપ્રભુ તણા નિરધાર—
પ્રેમ—ક્યાંથી આવી કેમ ફાવી જા નઠારી નીચ નારી;
હો ઠગારી ધિઃક તને ધિઃકાર ધિઃકાર.

પ્રેમ— (૪૬)

આ જીવતી બલા (૨) ન જોઇ હોય તે જોઈ લેજો.
ડર બતલાવી પ્યાર બંધાવે આમ તેમ સમજાવે;
અભાગીઓ જે પુરૂષ હોય તે એની જાળમાં આવે.
સાચી આપું સલાહ—૧ જોઈ.

માલીની—બકવા બહુ તું નાકર મુખથી અભાગીઆ આચાર;
પ્રેમસેન—બસકર ચાલીજા જીવ લઇ નાસીજા;
લાજેછે જોઇ તને સજ્જન ભલા.

માલીની— (૪૭)

અરે ચંડાળ તું આચાર લંવરી તારી મેલ;
હવે સપાટો જોજે મારો ટુંક વખતમાં ખેલ.
અણુસમજુ મુરખ તું કર ના માથાકુટ;
યાદ રાખજે સ્વાદ ચાખજે વન વગડાના ભૂત.
જો નફટ મારી તું ઝપટ;
અપમાન કર્યું તેં મારૂં, તે કદી નહીંજ વિસારૂં;
કાળું મોડુ થાશે તારૂ અરે અસમજુ ખેલ.

ધનંજય— (૪૮)

કહાં મીલે મોએ પ્રેમ અગ પ્રભુ કહાં;
ઢુંઢ ફીરા મેં સબ સંસારા, ના દેખા કહું નેમ.
સુખ સાધન એક પ્રેમ બિના મોએ લાગતહય દુઃખદેન.
નાથ કૃપાસે પ્રેમમેં પાઉં યહ ઈચ્છા દીન રેન.

પ્રેમસેન— (૪૯)

સુખ દુઃખ વારાફરતી છાયા કાર્ય વીધિનું એવું;
સંકટ સમયે ધીરજ ધારી, પ્રભુ રાખે એમ રહેવું.
શાને શોચ કરો, અહીં મુજ પાસ ખુશીથી રહો;

ધીમંત— (૫૦)

નીજ સ્વામીતણી શેવ ચીત રાખી, નાકરે તે નીચ જાણવો કુજાતી;
ખાઇ લુણને ચહેજો કર્મ કુડું, કહો કેમ થાય તેહનું રૂડું;
કરી હાડકાં હરામી જે ફરેછે, અંતે નર્ક કુપમાંહી તે પડેછે.

કેદરજ્ઞાન તણી શેવ રૂડી સાચી, કરેછે સ્વધર્મી જન મન રાચી;
કદર નહીં થતાંજ દાસ થઇ રહેવું બ્હેશ પાસ મધુર ગાન કર્યા જેવું.
એમાં સ્વામી દાસનું ન શ્રેય થાય, બંને અંત કહો કાશી કેમ જાય.

ચંદ્રિકા— ( ૫૧ )

ત્રાસ આ સ્થલે અતિ મન મારૂં થરથરે પ્રભુ ત્રાસ;
યોગી થઇ અરે બહુ દુષકૃતો કરે કંઈ બીક નાધરે પ્રભુની તે ખરે

ચંદ્રિકા— ( ૫૨ )

શ્યાને તું સતાવે દૈવ શ્યાને તું સતાવે;
છેક નમેરો થઇ શું આમ અમુંઝાવે, ને ફસાવે.
હૃદય રોઈ રોઈ થાકયું આંખે અશ્રુ નાવે;
દુઃખના પુકાર કહો, કોણને સુણાવે; પાર ના આવે.
આ જગતમાં તું દીનનો દયાળ પ્રભુ કાવે;
દીનને દુઃખ આપતાં જરી દયા ન લાવે અકળાવે.

ચંદ્રિકા— ( ૫૩ )

મોહન સુરત મૂરત પ્યારી (૨) દેખી તે દીનથી;
તનથી મનથી નૈનથી છબી જાય ના વિસારી.
મળીને બાગમાં મોહ લગાડ્યોરે, લપટ ઝપટ ચપટ કરી યારી.

અલેકનાથ— ( ૫૪ )

બિચાર મેરી પ્યારી કર દિલમેં જરાસા બિચાર;
ઉપરસેં જોગી મેં ભોગી બડાહું અચ્છા સમજતા હું પ્યાર.
સુન તેરી શેવામેં હાજર કરૂંગા રાજનકી રાની દો ચાર;
દેખા સુના ઓર મીલાભી ન હોગા અએસા સુખ જ્યાં હેઅપાર.

ચંદ્રિકા— ( ૫૫ )

ધિઃક ધિઃક ધિઃક તને પાપી રે.
ઓલખીઓ તને ચંડાલ, કરીશ તારા હું બેહાલ;

આવતાં પાસ નાખીશ તારૂં ગળુ હું કાપી રે.

ચંદ્રિકા— ( ૫૬ )

પાપનું પુતળું જોગી આ જુવો ખુબ આજ. (૩)
ક્રુર એ ચંડાળ જાણોને આ વાર છે અતિ. (૩)
કોઈને લુંટે કોઇને ઝુંટે એ અતિ ઘાતકી પાતકી;
એજ લટકશે સુખીપરેજ થાય સુખ સર્વ જગત માંય;

માલીની— ( ૫૭ )

અતિ ઉપકાર જોગી તમારો આ વાર,
મને થયો છે આ ધાર, ખરે ખાત અતિ;
જોઇ તમ કામ પ્હોંચી મન તણી હામ,
મને થયોછે વિરામ વધ્યો હર્ષ અતિ. (૨)
પાય પડું અરે પ્રભુ પાય હું પડું તમારે ચાલોનીસાથે આ વારે;
કરૂં વિનતી પ્રીતે કરૂં વિનતી.

પ્રભાવતિ— ( ૫૮ )

પ્યારી પત્ર પ્હોંચ્યો તાહેરો, આજ લીધો આનંદે વધાવીરે,
ફરી ફરી વાંચ્યો અતિ, પ્રિત થકી ભરપૂર;
મુખથી ના વરણવી શકું બન્યો પ્રેમ મદે ચકચૂર,
સુંદર રાજકુમારી તું હું સીપાઇ છું હાલ;
તુજ સંગે કેમ માહરો થશે સંબંધ તે આ કાળ,
ધિરજ ધર તું મન મહીં પ્રભાવતિ મુજ પ્રાણ;
પ્રભુ કૃપાથી તાહરી પુરી થશે ઈછા તું જાણ.

માલીની— ( ૫૯ )

થયું વિશ્વ સકળ શાંત, નિંદ્રા સ્વતંત્ર રાજ માણુતી;
ચમકેછે તારા રહીને આકાશે, અહા શોભે ભલી ભાત;

કોમળ કાળી મખમલમાં જાણે જડીત્ર છે ઝવેરાત,
પામી વિશ્રાંતી સુતાં સહુ પ્રાણી તજી ચિંતાને ઉચાટ;
ચોર ધુતડ ને કામી જનોનો ખુબ વધ્યો હવે ઠાઠ.

વિક્રમ— ( ૬૦ )
જુલમ કેવો આ જણાય ગને લાગી ચીને લાય, રત્ન મારૂં શું લુંટાય.
પાપી પ્રેમ તણી વાત હું કરીશ મારે હાથ. હાય નીવડયો એ કુજાત.
જાઓ દોડો શૂરવીર પકડો પાપીને સુધીર જલદી પહેરાવો જંજીર;
થાય સામે જો તે નીચ, મારી નાખજો ખચિત, નીરખીન્યાયતણીરીત;

## અંક ૩ જો.

ચંદ્રિકા— ( ૬૧ )
વિધિએ આશા મુજ વ્યર્થ કરી શુધ બુધ સહુજ હરી,
હાય અભાગી હું શા કારણ આ જગમાં અવતરી;
રે મુજ ધાર્મીક તાત રાજમાં પ્રપંચ જાળછે ભરી,
સુખ પ્રભાત કયારે હું દેખીશ ઘોર નિશા શિર આવી પડી.

ચંદ્રિકા— ( ૬૨ )
દુઃખની સીમાના રહી—પ્રભુ મારા,
આવી અહીં અતિ કષ્ટ વેઠીને પણ સુખ આશાન કંઈ
આશા વ્યર્થ થઈ સહુ મન તણી મલી નહીં પ્રિય પ્રેમને;
આરોપી કરી કેદમાં એ પડયો કલંક ચોટયું બેનને;
છોડાવું હેલાને શોધાતું બેનીને તો સુખ હું પામું સહી.

ચંદ્રિકા— ( ૬૩ )
સુણી પ્રીતમ સંકટ ધીર કેમ હું ધરૂં-રે-દુઃખ એનું તોહરૂં.
ચિત્ત ચોર ચોર ઠર્યાછે અહીં કલંક તેનું સઘ દુર કરૂં,
શું કેદમાં મુજ પ્રાણ પીડાશે નીચ જનોનું કરૂં ફૂલ પાધરૂં.

પ્રેમ— ( ૬૪ )

શું થયું મારૂં બદનામ હાર્યો મનની હું હામ,
વિણુ અપરાધે આમ પડયો કેદમાં આ ઠામ,
કલંક ચડયું આવાર નવ સુણે કોઈ પુકાર;
નથી પ્રપંચનો કંઈ પારછે એકદશ આધાર.

પ્રેમ.— ( ૬૫ )

પ્રિયા મુજ પ્રાણુ થકી પ્યારી આનંદની લ્હેર રહી જામી,
તનના મનના દુઃખના બાડકા સહુ નાશ થયા દર્શન પામી
ચંદ્રિકા—રસિક તું પાકૃમે પુરો લોભાઉ રૂપમાં તુજના;
સુખીયા સુખીઆ રસીઆ તું સદા વદું એ સત્ય શીર નામી,
પ્રેમ—અભાગી આ જીવન સંગે ખરો તેં પ્યારછે બાંધ્યો;
લટકે મટકે રસને ચટકે રહીના સુખમાં ખામી.
ચંદ્રિકા—વલભ મુજ આહીં વીણુંવાંકે પડયો છે કેદમાં સુણી તે;
બલતી જલતી ચિતમાં હું અતિ છોડા વીશ સધ મુજ સ્વામી.

ધનંજય— ( ૬૬ )

નક્કીજ માનું રાજ કુંવર પ્યારો પડયો કેદ માંહી બિચારો,
વીર મણીએ ત્યાં વીણુવાંકે ફસાયો વ્હાલો મારો;
પાપી જનોનું પ્રબલ આઠામે કરે કરે તે અકારો,
આ જગમાં વિષ વ્યાપી રહ્યુંછે તું પ્રભુજી તારનારો.
પ્રાણુ જતાં પણુ કરીને પ્રયત્નો છોડાવું દુઃખથી વ્હાલો.

માલીની— ( ૬૭ )

મન ધિરજ ધાર દિલદાર મુજયાર તું આવાર જરાકર વિચાર,
હું કરીશ પ્રાણાધાર શેવ તારી-૩-ઉર ઈછા નીશ દીન એવી મારી ૩
નવ બનીએ નાદાન મ્રર ધ્યાન દીલ જાન;

પુરણમલ—જાઉં વારી પ્યારી મારી ખરી તારી દીલ દારી;
મારી ચાલ તેં સુધારી આજે પ્યારી પ્યારી પ્યારી.

શત્રુજીત— ( ૬૮ )

અહા વાહવાહ યારી તમારી ખરી;
ધનંજય—ખુશીથી ચુડેલી આ ભુતને વરી.
શત્રુજીત—આવી જોડ શોધ કરે જગમાંથી નવ મળે;
ધનંજય—સારે નસીબે હમારી નજરે ચડી,
પાપીને પકડી આજ દીલની ઓલાવા દાઝ;
પુરણ—પાય પડું મ્હારાજ,
માલીની—આપ હાથે મારી લાજ;
શત્રુજીત—ફુલકું તમારૂં ગામ માંહી આજ ફેરવીશું;
ધનંજય—મોજ કરો ગધાની સ્વારી કરી.

સુખલાલ ( ૬૯ )

અરે હાય હીજડાનું રાજ નીચ કૃત્ય નીત્યે ત્યાં થાએ કહેતાં આવેલાજ
મુરખ મંત્રી રાખે પાસે ખવાસ સંગેરમે હુલાસે સઉનારી સમસાજ
નપુંસક હોયનરેશ જ્યાંહે ત્યાં સુખની શીઆશ પ્રજાને દીલમાં ઉઠેદાઝ
મળેછે જ્યાં ભડવાનં ટોળં શુરવીરને ધીમંતોનું તેજગે શું કાજ,
ઓપ્રભુ આર્યભુમીમાં એવા ક્ષાત્રવંશને કલંક દેવા શું સરજાવ્યાઆજ

દુર્મદ— ( ૭૦ )

આજે આનંદ દાડોરે પ્રભાવતિ ડાહી થઈ,
આવ્યો સુખનો વારોરે કેતાં ઝટ સમજી ગઈ;
ગીતરડાં હું ગાઉંરે આનંદની એલી થઈ.
પ્રભાવતિ—દુષ્ટછે ધિઃક તુંને રે અકલ કેમ ઉડી ગઈ.

પ્રભાવતિ— ( ૭૧ )
થઈ ક્રુર પાપી સતાવે પ્રજાનેહણો આજ એને કરો વક્ષ શાને

અરે એહ જોગીને ચંડાળ જાણો દયાલેશએની નહીં ઉર આણેર

ફકીર— (૭૨)

સબ જુઠારે જતન મોલાકા નામ સચ્ચા,
સાર્થાહય વોહી એકી કો જાંહમેં નાહીં દુજા;
કયોંરે દીવાને તુઝકો દુનીઆકા ઈસ્ક સુઝા,
માદર બહેન બીરાદર પીદર ચચા ઓર ચાકર;
સબ સુખકે હય સંગાથી દુઃખમેં ન દાદ લે.
તું કહતા મેરા મેરા યહાં તેરા કોન હય;
એકદમકા નહીં ભરોંસા ફીર અયસા કયું કહે.
મિટીમેં તેરા રહેના મિટી તેરા બિછોના;
મિટીમે હય ગોરજાના ફીર ફિરમેં કયા લુભાના.

પ્રભાવતિ— (૭૩)

સુણો પ્રિય તાત વહુ શું વિસ્તારી છે કર્મ કથા દુઃખદાઈ.
સુતી હતી મુજ રંગમ્હેલમાં સુખથી નિદ્રામાં ભરપુર;
દાસી માલીની પાસ હતી તેણે કૃત્ય કર્યું અતિ ક્રૂર.
જોગીની સાથ મળી મને સપડાવી. છે કર્મ.
મુજ મુખમાંહી દઈ ડચુરો ઉપાડી ચાલ્યા ચંડાળ;
હાય હાય એ વાત કહેતાં કંપેછે આ કાય.
બની બેહાલ સુદ્ધિ ના રહી કાંઈ.
આંખ ઉઘડતાં હુને જણાયુ આવીછું કોઈ મેલ મહી;
કોણતણો ત્યાં કોણુ રહેછે તે સમજીના કંઈ;
અરેરે ત્યાં અતિશય ગભરાઈ. છે કર્મ.
દુષ્ટ હીજડો દુર્મદ નિત્યે બહુ સતાવા લાગ્યો હાય;
પ્રભુ કૃપાથી શત્રુજીતે મને બચાવી ત્યાંય;
તેમની સાથ આજ આવી અહીં. છે કર્મ.

વિક્રમ— ( ૭૪ )

ઓ બદનામ મુરખ તમામ નીમકહરામ ધિ:ક તમ કામ.
નિર્દયના સરદાર તમે કરી કુકરમ ન થયા નરમ;
મુજ પ્રિયતમ પવિત્ર પરમ જે સદગુણની ખાણ.
"પ્રેમપ્રભા" સુજાણુ એ પ્રાણની હાણુ કરવા ધારી તમે.
કપટ કરમ કરનાર તું છે માલીની અપાર જોગીઓ ચંડાળ
કર્યો ના વિચાર દીલમાં લગાર જે મુજ રાજ રતન;
જે મુજ તન મન ધન અપાર આધાર સુખીઓ થયોજ હું.

ધીમંત— ( ૭૫ )

સુણો સજન આ પત્ર તમે સહુ લખેલ છે કંપિત કલમો;
કરે વીનંતી ગરીબ અબળા સત્ય વાત સહુ જાણો તમો.
કર્યો પ્રભુએ કેર જે વારે ભદ્રાવતિ શુભ નગ્ર પરે;
વીજયસિંહ મ્હારાજ હણાયા દશા મંદ થઈ તેથી ખરે.
દગો કરીને દુષ્ટ દુર્મદે રાજ્ય લીધું કરી કેર બહુ;
રાજબાળને હું લઈ નાઠી દુઃખ દાવાનળ કોને કહું,
દુશમનના ડરથી ગભરાઈ ગુપ્ત રત્નને રાખ્યું છે;
રક્ષા બંધન નામે માદલીયું મેં કરમાં સ્થાપ્યું છે.
યોગ્ય વયે થાતાં આ ચીઠી "પ્રેમસેન" વાંચી જોશે;
બાહુ બળેથી દુશમન મારી પુનઃરાજ પોતે કરશે.
રાજરત્ન એ "પ્રેમસેન" છે સુર્યવંશમાં મહાન મણી;
રક્ષણુ તેનું પ્રભુજી કરજો "મહિલા" આશીસ આપે ઘણી;

પ્રેમ— ( ૭૬ )

ચાલો ચાલો શુરવીર ધરી ધીર,
મારો કાપો ઉડાવો શત્રુના આજે શીર શીર શીર.

લોહી દુશ્મન તણું પીશું હર્ષેથી ઘણું;
પાપીને હાથેથી હણું;
વેર લહીશું આપણું;
સનનનન છોડી બાણુ થકી તીર.

મગન—                    ( ૭૭ )

કરે નીચ તણો સંગ મન આણી ઉમંગ;
છતી આંખેને અતંગ જગતમાંહી જાણુજો,
પડી દિપમાં પતંગ બાળી નાખેનીજ અંગ;
લઈ દાખલો કુરંગ વાત ઉરે આણુજો.

પ્રાણુ—                    ( ૭૮ )

ધિઃકછે ધિઃક અતિ જગ માંહીરે,
કુકર્મ કુડાં જે કરે બની મદમાં ચકચુર;
એવા નીચ મનુષ્યને સહુજન કહેછે જરૂર.
નિર્દોશી ઉપર અતિ આળ ચડાવે જેહ;
પાપી પુર્ણ પ્રમાણુજો આ અવનીમાં એહ,
રાજદ્રોહ કરનારનો વ્હેલો આવે કાળ;
જુઓ દુષ્ટ આમાલીની અંતે થઇ છે બેહાલ.

બધા—                    ( ૭૯ )

વિર વિજય તણીજ ધ્વની-(૨) આજે ગજવોને અહીં,
કૃપા થઇછે પ્રભુજીની;
પ્રેમ—તખ્ત આપણું નગર આપણું આજ જઇશું રે;
બધા—ઝટ પટ શુર આલોજ સહી સહુ લ્હેર કરીશું રે;
આજ આનંદનો દહાડો—વિર વિજય.

વિક્રમ— (૯૦)

તમે કરો તરત તૈયારી મને હર્ષ થયોછે ભારી,
ભદ્ર પુરીમાં જઇને આપો આવ્યાની ખબર ઝટ મારી,
સહુ સામગ્રી તૈયાર કરજો વિવાહની વાત મન ધારી
સાથ તેડીને ચાલો આજે મુજ પ્રભા ચંદ્રિકા પ્યારી.

સારુકા.— ( ૯૧ )

ફજેતા આ કજોડાના જુઓ સજ્જન તમે શાણા,
પૈસાદાર નીજ પુત્રને વ્હેલી સોંપે વેઠ;
અંદર પોલંપોલ પણ કહેવાતા એ શેઠ;
દીએ કન્યા લઈ નાણાં—જુઓ.
નાના નાવલીઆ થકી મોટી ન બાંધે મન,
પાપી જોડું જોયના જોય એકલું ધન;
વધ્યાં વ્યભિચારી ઠેકાણાં—જુઓ.
દીવો લઇને હાથમાં પડતા મોટે કુપ,
મનમાં સમજે સર્વ પણ થઈ રહે પછી ચુપ;
આર્ય તેથી વગોવાણા—જુઓ.

ચંદ્રિકા— (૯૨)
પ્રભાવતિ—

વહાના એ વાલમજી વેણુ હવે રંગ અનંગ ઉભરાયઆજ;
ચંદ્રિકા—

દુઃખ વાદળ હવે દુર થતાં પ્રિય ચંદ્રકાંત સુખ આપો અતિરે;
મુજ તન મનના આપ અધિશ્વર રસ રસીઆ મ્હાલોને તમે;
પ્રભાવતિ—
અલબેલાજી આપ અંતરમાં પ્રેમ પ્રભા હું દેખાડું આજે;

પ્રિતમ આજ અતિ આનંદથી આરોગો અમ્રતરે;

પ્રેમ— (૮૩)

પ્રિયા મુજ પ્રાણથી પ્યારી થયોછું આજ આભારી.
વધું બોલું શું વિસ્તારી મતિ મારી ગઈ હારી;
બાંધીને પ્રેમ પાસેથી ફસાવ્યો મંદ હાસ્યેથી,
ચોરાયું ચીતડું મારૂં હવે શી ધીર હું ધારૂં;
થઈશ હું પ્યારનો ભોગી અધર રસ લહીશ આરોગી,
પ્રભાને ચંદ્રિકા પ્યારી જીવન દોરી તમે મારી;

ચંદ્રિકા | (૮૪)
પ્રભાવતિ | રસીઆજીરે દર્શ ફરી ઝટ દેજો,

પ્રિતમજી દીન દાસી તણી એ અરજી ઉર ધરી લેજો;
પ્રેમ—અલગ રહું જો આપ થકી પ્રિય તો ધિઃક ધિકઃ તમે કેજો,
ચ૦પ્ર૦—પ્રાણવલભ પરતિત તમારી અધિક અંતર મહીંછે જો;

વારાંગના.— (૮૫)

જય જય વદો વાણી આનંદ દીન આજ,
ધર્માસનપર આપ બિરાજ્યા પ્રેમસેન મ્હારાજ;
શાંતી શાંતી રહી છવાઈ આજ ભદ્રપુરી માંહી;
દીનજનના તનમનના દુઃખ ટળીઆ સુખ ગળીઆ;
અહાહાહા આજ થયું શુભ કાજ મળ્યા મ્હારાજ વધ્યો સુખ સાજ.

મધા— (૮૬)

કૃપા ઈશની જગદીશની;

પ્રેમ—આજ થઈછે અપાર.

૧૭ પ્ર૦—

સુખકાર નીરધાર.

વિક્રમ—

માનું હું મુજ મન મહીં છે મગલં દીન આજ;
સૌજન આનંદ પામીઆ થયું પુર્ણું શુભ કાજ;

વારાંગના—

તાના દીમ તાના દીમ તાના દરે'ના;
ધીગીન કીટધા ધીગીન કીટધા ધીગીન કીટધા;
સાસાસા નીનીની ધધધ પપપ મમમ,
ગગગ રેરે સા —(૨)-
સુખકર દુઃખહર જગપર નરવર;
સુંદર અજર અમર ઈશ્વર;
સા, ની, ધ, પ, મ, ગરેસા; કૃપા ઈશની.



# જાહેર ખબર.

અમારી પાસેથી નીચે મુજબ કિંમતની ગાયનના ઓપેરાની ચોપડીઓ બાહાર પડીછે તે જે સાહેબોને જોઈતી હશે તેને શેકડે પૈસે વાંકાનેર આર્ય હિત વર્ધક નાટક કંપની પાસેથી મળશે.

| | કિંમત. |
|---|---|
| હરિશ્ચંદ્ર નાટકના ઓપેરા. | રૂ ૦—૨—૦ |
| ગોપીચંદ નાટકના ઓપેરા. | રૂ ૦—૨—૦ |
| કેદારસિંહ પરમાર નાટક ઓપેરા. | રૂ ૦—૨—૦ |
| સીતા સ્વયંવરના ઓપેરા. | રૂ ૦—૨—૦ |
| મહારાણા પ્રતાપસિંહના ઓપેરા. | રૂ ૦—૨—૦ |
| અભીજ્ઞાન શાકુંતલ નાટકના ઓપેરા. | રૂ ૦—૨—૦ |
| શૂરવીર શિવાજી નાટકના ઓપેરા. | રૂ ૦—૨—૦ |

એ રીતે પુસ્તક અમારી પાસેથી મળશે તથા વાંકાનેરમાં રા૦ રા૦ વકીલ કેશવજી દેવનંદ પાસેથી, વઢવાણ શહેરમાં ત્રવાડી જેશંકર મોરારજી પાસેથી, મોરબીમાં રા૦ ભટ્ટ ચકુ વિ. જીઠા, તથા રા૦ સોની પોપટ વિ૦ ભગવાનજી પાસેથી; અમદાવાદ કૃપાશંકર ગંગાશંકર મહેતા ઠે. પંચભાઈની પોળમાં પાટણમાં રા. રા. દશરથલાલ ગંગારામ તથા પાટડીમાં રા. રા. વેલાજી રણછોડદાસ પાસેથી, તથા વડોદરામાં પડયા જમનાશંકર દોલતરામ પાસેથી એ રીતે મળશે. વિનતી.

— ગ્રંથકર્ત્તા.